નરસિંહ મહેતા કૃત

# સુદામાજીના કેદારા

સંપાદક

મગનભાઈ પ્રભુદાસ દેસાઈ



નવજીવન કાર્યાલય
અમદાવાદ

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલિ–પુ૦ ૨૪

નરસિંહ મહેતા કૃત

# સુદામાજીના કેદારા

સંપાદક
મગનભાઈ પ્રભુદાસ દેસાઈ



નવજીવન કાર્યાલય
અમદાવાદ

# સંપાદકનું નિવેદન

આપણી ભાષામાં બે લોકપ્રિય સુદામાચરિત છે—પ્રેમાનંદનું લોકરસભર્યું એક, ને બીજું નરસૈંયાનું ભક્તિરસભર્યું. તેમાંનું પહેલું થોડા વખત ઉપર જૂની હાથપ્રતો પરથી સંપાદન કરી, વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ થયું છે. તેની જ સાથે મહેતાજીનું પણ નાનકડું સુંદર સુદામાચરિત હોય તો ચોપડીની શાળોપયોગિતા વધે એમ વિચારી, તે પણ પુરવણીરૂપે આપ્યું હતું, જેનો પાઠ ચાલુ કાવ્યદોહનનો જ લઈ લીધેલો. ત્યાર બાદ મહેતાજીકૃત 'કુંવરબાઈનું મામેરું'ની હાથપ્રત જોતાં, સાથે 'સુદામાજીના કેદારા' નામથી તેમનું 'સુદામાચરિત' હતું તેય જોયું. તો તેમાં ને કાવ્યદોહન-પાઠમાં ઘણા ને મહત્ત્વના ફેરફાર જોવા મળ્યા. તે ઉપરથી તેની વધુ હાથપ્રતોની તપાસ કરતાં ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીને તાજેતરમાં મળેલી બે વધુ પ્રતો છે એમ જાણ્યું. આમ ચાર હાથપ્રતો થઈ:

ડા૦ ૧ તે ડાહીલક્ષ્મી લાઇબ્રેરી (નડિયાદ)ની વિ. સં. ૧૮૫૪ની લખેલી પ્રત. ગુજરાતી લિપિમાં ચોખ્ખી લખેલી છે ને તે આધારપાત્ર પ્રત લાગી છે. બધીમાં જૂનામાં જૂની છે.

ડા૦ ૨ તે જ લાઇબ્રેરીની વિ. સં. ૧૮૭૩ના અરસાની લખેલી. માથા વિનાના નાગરી અક્ષરમાં ઠીક સાફ લખેલી છે.

ગૂ૦ ૧ ગૂ. વર્નાક્યુલર સોસાયટીની વિ. સં. ૧૯૦૭ની લખેલી પ્રત. સારો ચોખ્ખો મદદરૂપ પાઠ મળે છે.

ગૂ૦ ૨ તે જ સંસ્થાના સંગ્રહની હાથપ્રત. ૫૦–૬૦ વર્ષથી જૂની ન હોય. (વર્ષ લખ્યું મળતું નથી.) કાગળ મિલના જેવો લાગે છે.

ઉપરાંત બૃહત્કાવ્યદોહનનો પાઠ (સંજ્ઞા કા૦) વિ. સં. ૧૯૪૬ માં પ્રસિદ્ધ થયો છે.

આ સામગ્રીમાંથી પ્રમાણભૂત પાઠ તૈયાર કરીને પ્રેમાનંદના 'સુદામાચરિત'ની પુરવણીરૂપે અપાયો હોત, તો આ ચોપડી અલગ ન કરવી પડત. પરંતુ તે ચોપડી બહાર પડ્યા પછી આ શોધન કરવાનું બન્યું, એટલે નાની પુસ્તિકારૂપે ને પોથીમાં મળતા તેના જૂના નામે બહાર પાડવામાં આવે છે, જેથી વાચકોને તે મળી શકે. પેલી ચોપડીના ખરીદનાર આ ચોપડી પણ લે એવી ભલામણ છે.

ચાલુ પાઠમાં કેટલાંય એવાં સ્થાનો છે, જેમનો અર્થ અસ્પષ્ટ ને અગમ્યવત્ છે. છતાં શિક્ષકો કઈ રીતે તેનો અર્થ અટસટ ગોઠવતા હશે, એ એક ગમતની વાત છે. આ પાઠથી એવાં ઘણાં સ્થાનો સુધરે છે, ને પાઠ સરળ બને છે. પરંતુ મોટો ને મહત્ત્વનો સુધારો તો બીજો છે:

ચાલુ પાઠમાં આઠમું પદ જૂની ત્રણે હાથપ્રતોમાં નથી; કુલ ૮ પદમાં ચરિત્ર પૂરું થાય છે એમ ઉલ્લેખ છે. વધારાનું તે પદ ગૂ૦ ૨ માં જ છે. અને તે પદનો અર્થ જુઓ તો પ્રેમાનંદી ચરિતનો ભાવ તેમાં ઘુસાડેલો સ્પષ્ટ લાગે. આમ આ પદ ચોખ્ખું ક્ષેપક ઠરે છે; તેની સાથે નરસિંહકૃત ચરિત નિર્ભેળ ભક્તિરસનું કાવ્ય ને શ્રીમદ્-ભાગવતને પૂર્ણ અનુસરતું માલૂમ પડે છે. આ એક મોટી બીનાનો સુધારો આ પાઠથી થાય છે.

આઠમું (ક્ષેપક) પદ ગૂ૦ ૨ માં મળે છે. એટલે વિ. સં. ૧૯૦૭ પછીનો ધ્રુસાડો તે ઠર્યો. કા૦ માં તેનો પાઠ ગૂ૦ ૨ થી જુદો છે. એ ક્ષેપક પદ મુખ્ય પાઠાંતર સાથે આમ છે:

'વિપ્ર ચાલ્યો વળી, કૃષ્ણ સાથે મળી,
ચિત્તમાં શોચ વિચાર કરતો:
આપ્યું તો કાંઈ નહિ, ત્રીઠ જાણી નહિ,—
તે તણો શોચ હૃદયે જ ધરતો. ૧
અષ્ટ મહાસિદ્ધિ ધણી, નવે તે નિધ તણી,
સુખસંપત્તિ રહ્યો ભોગ માણી,
કામિની વચને[1] કરી આંહીં હું આવિયો,
અમ તણી પીડ[2] તે નવ જાણી. ૨
'દીનદયાળ જાણી હું આવ્યો'તો જાચવા',
મન વિષે વિપ્રને દુઃખ લાગ્યું;
'અંતરજામીએ મન જાણ્યું નહિ,
તે કને મુખથી શું રે માગું? ૩*
હું મિત્ર મોહન તણો, મુને કાંઈ આપ્યું નહીં,
કામિનીને ઉત્તર શું રે કહીશું?
બાળગોપાળ સહુ વાટ જોતાં હશે,
તેને તે અમો જઈ શું રે દઈશું?' ૪
નયણે આંસુ ઝરે, મુખ નિસાસા ભરે,
કર્મ તણી નિશ્ચે એ વાત ધારી,

૧. 'કથને હું દ્વારિકા.' કા૦
૨. 'ત્રીઠ તો' કા૦
* આ આખી ટૂંક કા૦ માં નથી. ગૂ૦ ૨ માંથી છે.

નરસૈંનો નાથ તો અતિ ઘણો લોભિયો
એક પીતાંબર આપ્યું તે લીધું ઉતારી.'૩ ૫

એટલે, સ્વીકારેલા પાઠમાં આ ક્ષેપક માનેલા પદને સ્થાન આપ્યું નથી.

અંતમાં, શ્રી. ડાહીલક્ષ્મી લાઇબ્રેરીના મંત્રી ને મારા એક પૂજ્ય શિક્ષક શ્રી. પોપટલાલ યાજ્ઞિકનો આભાર માનવાનો રહે છે. ઉપર જણાવેલી પ્રતો તેમણે વગર કશી બાંધણી માગ્યે પોતાના નામ પર લખીને મને આપી, તે માટે વિદ્યાપીઠ તરફથી એમનો ને તે સંસ્થાનો આભાર માનું છું.

તા. ૫-૭-'૪૨

---

૩. કા૦ માં ૪-૫ ટૂંક આમ છે—

'બાળગોપાળ જે વાટ જોતાં હશે,
તેહને જોઈ અમો શુંય કહીશું ?
મિત્ર મોહન તણું હેત જ્યારે પૂછશે,
કામિનીને ઉત્તર કેમ દઈશું ?
એમ ચિન્તા કરે, નેત્રથી નીર ઝરે,
કર્મની વાત મન માંહી ધારી;
નરસૈંનો નાથ તો અતિ ઘણો લોભિયો,
પીતાંબરી પણ લીધી ઉતારી.'

# 'સુદામાજીના કેદારા'[1]

૧

જદુપતિ નાથ તે મિત્ર છે તમ તણા,
    જાઓ વેગે કરી કૃષ્ણ પાસે;
પ્રીત પૂરવ તણી, હેત ધરશે હરિ,
    મનના મનોરથ સફળ થાશે. જદુપતિ૦ ૧
ઘેર બાળક સહુ દુઃખ પામે બહુ,
    વસ્ત્ર ને અન્નથી રહે છે ઊણા;
નિર્ધન સરજ્યાં તે પુણ્ય કીધા વિના,
    કર્મચા દોષ તે આવી પૂણ્યા. જદુ૦ ૨
જગતપતિ જાદવો ભક્તિવશ[2] માધવો,
    કરશે કરુણા પ્રભુ, દીન જાણી;
ગોમતીસ્નાનથી કોટિ અઘ નાસશે,
    નીરખતાં કૃષ્ણજી[3] પ્રેમ આણી. જદુ૦ ૩
કૃષ્ણને હળીમળી શીઘ્ર આવો વળી,
    જાણશે પ્રીત[4] તે અંતરજામી;
વીનતી મન ધરો, આળસ પરહરો,
    સાહ્ય થાશે નરસૈંનો સ્વામી. જદુ૦ ૪

---

૧. 'સુદામાજીની પરભાતી'— ગૂ૦ ૧; 'સુદામાજીનાં પરભાતિયાં' — ગૂ૦ ૨.

૨. 'ભક્તવત્સલ ભલો' — હા૦ ૨.

૩. 'કૃષ્ણશું' — ગૂ૦ ૧; 'કૃષ્ણજીને'— ગૂ૦ ૨.

૪. 'પ્રીત' — ગૂ૦ ૧; 'પ્રીત પ્રભુ'— ગૂ૦ ૨.

## ૨

સાંભળો ભામિની, શ્રવણ ધરો કામિની,
    કોણ હું ! કિંકર કૃપણ પાપી;
ત્રિભુવનતાત તે મહીપતિ માધવો,
    ત્યાં કેમ બોલાય મેં વાત ચાંપી ? સાંભળો૦ ૧

દિવસ ઘણા થયા બાલપણને ગયાં,
    નરપતિ ન[1] જાણે પ્રીત જૂની;
દુર્બળ રંક હું ભિક્ષુક બાપડો,[2] —
    નવ લે[3] ચોકસી ખોટી ચૂની. સાંભળો૦ ૨

ઉગ્રસેન, અક્રૂર, ને ત્યહાં ઓધવ,
    બળિભદ્ર ને અનિરુદ્ધ પાસે;
કોટિ જોદ્ધા જ્યહાં, ઊભો જઈ રહું ક્યહાં ?
    કોણ આવી મારો હાથ સહાશે ? સાંભળો૦ ૩

રત્નજડિત્ર મણિ કાંતિ ભાસે ઘણી,
    તિમિર નાવે તેની જ્યોત પાસે;
કેમ બોલી શકું ? વેણ વદતો થકું,[4]
    ધમણ ધમી રહું શ્વાસોશ્વાસે. સાંભળો૦ ૪

---

૧. 'જાણે શું'— ગૂ૦ ૨; 'નવ પ્રીછે'— કા૦.

૨. 'શ્રીપતિનાથ એ, રંક હું બાપડો'— ગૂ૦ ૨.

૩. 'લહે'— હા૦; 'જેમ ચોકસીને ઘેર ખોટી ચૂની'— ગૂ૦ ૨.

૪. 'થકો'— ગૂ૦ ૧, ૨.

મૌન બેસી રહો, સુખદુઃખ સહુ સહો,
    કીધલું કર્મ તે ભાગ્ય ચોંટયું;
દુરિજન લોક તે મુખ[1] લવતાં રહે,
    નરસૈંના નાથનું નામ મોટું.    સાંભળો૦ ૫

૩

**સ્વા**મી સાચું કહું, બોલવું હવે[2] રહ્યું,
    કંથનાં વચન તે વેદવાણી;
ભવ તણું નાવ તે ભક્તિ ભૂધર તણી,
    તેણે હું પ્રીછવું સ્નેહ આણી.[3]    સ્વામી૦ ૧
નથી હરિ વેગળા, ભક્તિભાવે મળે,[4]
    રાય ને રંક ત્યાં એક ધાટે;
કોટિધ્વજ લખપતિ મન નાવે રતી,
    શક્ર સરખા ત્યહાં નહિ રે સાટે.  સ્વામી૦ ૨
બ્રહ્માના[5] દેવ દયાળ શ્રીકૃષ્ણજી,
    નિજ જન જાણીને શુધ લેશે;
પ્રીતની રીત તે જાય નહિ વીસરી,
    બાળક્રીડા તણાં ચરિત્ર કહેશે.    સ્વામી૦ ૩

---

૧. 'મન'— ગૂ૦ ૧.    ૨. 'નવ'— ગૂ૦ ૨

૩. 'જાણી'— ગૂ૦ ૧; 'પ્રેમ આણી'— ગૂ૦ ૨.

૪. 'મળ્યા'— ડા૦ ૨; કા૦.

૫. 'બ્રાહ્મણ'— ડા૦ ૧; 'બ્રહ્મના'— ગૂ૦ ૧; 'બ્રહ્મના દીન . . .'— ગૂ૦ ૨; 'બ્રહ્માણ્ય . . .'— કા૦.

નથી કાંઈ પહેરવા, ભેટ લઈને[1] જવા,
 કેમ કરી જાણશે કૃષ્ણ કામી[2] ?
દત્ત નથી આપણું, વદન લજામણું,
 જાચતાં[3] લાજું નરસૈંનો સ્વામી. સ્વામી૦ ૪

૪

વીનતી વળી કહું, ભેટ લાવી દઉં,
 પોતિયે તાંદુલ-ગાંઠ બાંધો;
જાણશે થોડે ઘણું, ભાવ ભોજન તણું,
 ધન્ય શ્રીકૃષ્ણશું સ્નેહ સાંધ્યો. વીનતી૦ ૧
ભીલડીનાં બોર તે ભાવે આરોગિયાં,
 જૂઠડું અન્ન આહીરનું લીધું[4];
ભક્ત વિદુરની ભાજી પ્રેમે[5] જમ્યા,
 ભૂપનું નોતરું પાછું કીધું. વીનતી૦ ૨
પેરે પેરે પાંડવ[6]-કષ્ટ નિવારિયાં,
 ભક્ત કારણ કંઈ દુષ્ટ માર્યા;
ઊંચ ને નીચનું એને છે પારખું,
 પતિત અધર્મી કંઈ કોટિ તાર્યા. વીનતી૦ ૩

---

૧. 'લઈ જવાને'—હા૦ ૨, ગૂ૦ ૧; 'ત્યાં લઈ જવા'— ગૂ૦ ૨.
૨. 'સ્વામી'— હા૦ ૨.
૩. 'નીરખતાં લાજે . . .'— કા૦
૪. 'ખાધું'— હા૦ ૨.
૫. 'ભાવે'— કા૦.
૬. 'પાંડવનાં' — ગૂ૦ ૧, ૨.

ભક્તિવશ વિઠ્ઠલો સંત સાથે ભલો,
    સમો વર્તે, નવ ચૂકે ટાણે[૧];
સંત સમરે ત્યહાં આવી ઊભો રહે,
    ભક્તના મન તણો ભાવ જાણે.[૨] વીનતી૦ ૪
જાઓ[૩] વેગે કરી, જુઓ[૪] મુક્તિપુરી,
    ધન્ય ધન્ય તારુણી, સંદેહ[૫] ટાળ્યો;
નરસૈંના નાથને નીરખું[૬] નિશ્ચય કરી,
    કામિની કંથને બાંહે[૭] ઝાલ્યો. વીનતી૦ ૫

૫

**ચા**લિયો વાટમાં જ્ઞાનના ઘાટમાં,
    મિત્ર મોહન તણું નામ લેતો;
ધન્ય તું નાર, અવતાર સફળ કર્યો,
    કૃષ્ણ તું, કૃષ્ણ તું, એમ કહેતો. ચાલિયો૦ ૧
માગવું મૃત્યું પ્રમાણ[૮] છે પ્રાણીને,
    લોભ કીધે ત્યહાં પ્રીત તૂટે;

૧. 'ટાણું'— હા૦ ૨, ગૂ૦ ૧.
૨. 'જાણું'— હા૦ ૨
૩. 'જાઉં'— ગૂ૦ ૧, હા૦ ૨.
૪. 'જોઉં'— હા૦ ૨; 'જોઈ'— ગૂ૦ ૧; 'નીરખો'— કા૦.
૫. 'સ્નેહ ન્યાળો'— કા૦; 'ધન્ય તે નાથશું સ્નેહ તમારો' — ગૂ૦ ૨; 'સંદેહ હાલ્યો'— હા૦ ૧.
૬. 'નીરખો'—હા૦ ૧; 'નયને નીરખું કરી (ફરી ?)'—હા૦ ૨.
૭. 'બાહાર ભાલો (ભાળ્યો ?)'— હા૦ ૨.
૮. 'પ્રમાણે'— ગૂ૦ ૧.

મન અબળા સુખે વાટ જોતી રહે,
    માગતાં બાંધવ મર્મ[1] છૂટે. ચાલિયો૦ ૨
વાટ જોવી નથી, માગવું મેં નથી,
    ભોગવું કર્મ જે ભાગ્ય લાવ્યો;
શ્રીપતિ-નાથને રંક હું સરજિયો[2],
    એમ કરતો જદુ[3]-દ્વાર આવ્યો. ચાલિયો૦ ૩
આવી ઊભો રહ્યો, કંઠ ગદ્ગદ થયો,
    કોટિ શશી અર્કની જ્યોત ભાસે;
રત્નજડિત્ર મણિ કાંતિ[4] ભાસે ઘણી.
    પોળિયે જઈ કહ્યું કૃષ્ણ પાસે. ચાલિયો૦ ૪*
મંદિરમાં[5] તેડિયા, વાલાને ભેટિયા,
    ત્રિવિધના તાપ તે સર્વ નાઠા;

---

૧. 'મામ'— ગૂ૦ ૧.

૨. 'શ્રીપતિનાથ એ, રંક હું બાપડો'— ગૂ૦ ૨; 'શ્રીપતિનાથે મને રંક સરજાવિયો'— કા૦; (લીધેલો પાઠ ત્રણે પ્રતોમાં એકસમાન છે).

૩. ડા૦ ૧ માં 'દ્વજ' જેવો અસ્પષ્ટ પાઠ છે; પણ તે 'દ્વિજ' નથી; 'દ્વિજ દ્વાર'— કા૦; 'કૃષ્ણદ્વાર'— ગૂ૦ ૨; 'દુજ બાહાર'— ગૂ૦ ૧.

૪. 'ભુવન શોભા ઘણી'— ડા૦ ૨.

* ગૂ૦ ૨ માં આ ટૂંકનાં ચરણોનો ક્રમ જુદો છે. ઉપરનાં ૩, ૨, ૧, ૪ ચરણો ત્યાં અનુક્રમે ૧, ૨, ૩, ૪ છે.

૫. 'મંદિરમાં'— ડા૦ ૧, ૨, ગૂ૦ ૧, ૨. છંદ સારુ કા૦એ 'મંદિરે' કરી લીધું લાગે છે.

હેમસિંહાસને લઈને બેસાડિયા,
    તાણતાં વિપ્રનાં વસ્ત્ર ફાટચાં. ચાલિયો૦ ૫

તેલ ફુલેલ મર્દન કરાવિયું,
    ઉષ્ણોદક લેઈને સ્નાન કીધું;
કનકની પાવડી ચરણ આગળ ધરી,
    કૃષ્ણે ચરણોદક શીશ લીધું. ચાલિયો૦ ૬

પીતાંબર પટ નવ ઘટ[1] પહેરાવિયું,
    કંચનથાળ રામાએ દીધા;
ભાવતાં ભોજન કૃષ્ણ સાથે* કર્યાં,
    લીધાં આચમન ને કાજ સીધ્યાં. ચાલિયો૦ ૭

શ્રીકૃષ્ણે પર્યંક[2] પર પોઢાડિયા,
    દધિસુતા વીંઝણે વાયુ ભરતાં;[3]
સત્યભામા-આદદઈ[4] નાર નીરખી રહી,
    નરસૈંનો નાથ ચરણસેવા[5] કરતા. ચાલિયો૦ ૮

---

૧. 'નવે ઘાટ'— ડા૦ ૧. * 'હાથે'— કા૦

૨. 'પલંગ પરે'— ગૂ૦ ૧; 'શ્રીકૃષ્ણજીએ પ્રેમે પલંગ પોઢાડિયા'— ગૂ૦ ૨.

૩. 'કરતાં'— ગૂ૦ ૨.

૪. 'સત્યભામાદિક'— કા૦; 'સત્યભામા આદે'— ગૂ૦ ૨. ત્રણે જૂની પ્રતોમાં મળેલું જૂનું રૂપ ઉપર સંઘર્યું છે.

૫. 'સેવા જ'— ડા૦ ૨, ગૂ૦ ૨. કા૦ માં (છંદ સારુ?) 'પદસેવ' કર્યું છે.

६

ભાગ્ય જોજો, રે, આ કૃપણ ભિક્ષુક તણું,[1]
    રુક્મિણી આદદઈ[2] નાર બોલે;
હળધર જોગ તે ભોગ પમાડિયો,
    અજ-અંબરીષથી અધિક તોલે. ભાગ્ય૦ ૧
તન દુર્બળ ઘણું, વદન લજામણું,
    મલિન વસ્ત્ર ને અંગ ચૂતો;
ત્રિગુણને દુર્લભ સેજ રામા[3] તણી,
    વશ કરી નાથને પલંગ સૂતો. ભાગ્ય૦ ૨
અંગોઅંગ કમકમે, ધમણ મોંએ ધમે,
    અસિત ઝરવાળિયે નાક લોહતો[4];
શામળે સેજ પર પ્રેમે પધરાવિયો[5],
    સનક નારદ થકી કીધો મોટો[5]. ભાગ્ય૦ ૩
જોજો કૌતુક હરિ, દેહદશા ફરી,
    કૃપણ તે કૃષ્ણને સંગ[6] સૂતો;

---

૧. '. . . ભાઈ, ભૂરચાં (પૃથ્વીનાં ?) માનવી '— હા૦ ૧. 'રે આ' બદલે 'ભાઈ'— ગૂ૦ ૧; 'બાઈ'— ગૂ૦ ૨, કા૦.

૨. જુઓ પા. ૧૩, ટીપ ૪; 'આદે સૌ'— ગૂ૦ ૨, કા૦.

૩. 'રમાપતિ'— ગૂ૦ ૨.

૪. 'ઉધરસે ને વળી નાક લૂતો'— કા૦, ચારે પ્રત ઉપલો પાઠ જ આપે છે.

૫. આ લીટી કા૦ માં નથી, ચારે પ્રતોમાં તે છે.

૬. 'પલંગ'— ગૂ૦ ૨.

ભક્તને વશ તે વશ નહિ કોઈને,
    દ્વિજ તણા ત્રિવિધના તાપ છૂટયો. ભાગ્ય૦ ૪*
પોઢીને ઊઠિયા, આસને બેસાડિયા,
    વદન પખાળવા વારિ[1] દીધું;
કનક-ઝારી ભરી મિષ્ટ જળ આપિયું,
    સ્વાદ સુધા થકી અધિક પીધું[2]. ભાગ્ય૦ ૫
શ્રીમુખે બોલિયા, કહોજી બાંધવ તમો,
    બ્રહ્મચારી હુંને[3] ગૃહસ્થ કીધો;
કુશળ છે બાળગોપાળ જે તમ તણાં?
    ભાગ્ય મોટું, હુંને ચિત્ત દીધો.[4] ભાગ્ય૦ ૬
ગૃહસ્થના ધર્મમાં હું જ લબદી[5] રહ્યો,
    હું ને મારું તેમાં[6] જગત ભૂલ્યો;

---

* ગૂ૦ ૧ માં આ આખી ટૂંક નથી; ગૂ૦ ૨ માં છેલ્લાં બે ચરણ જુદાં છે—'ઇંદ્ર કુબેરથી અધિક ભોગ પમાડિયા, દ્વિજને ત્રિવિધ. . . .'. કા૦ માં છેલ્લાં બે ચરણ નથી.

૧. 'ઉદક'— ગૂ૦ ૧; 'પાણી'—ગૂ૦ ૨.

૨. 'કીધો'— ગૂ૦ ૨.

૩. કા૦ ૧, ૨ તથા ગૂ૦ ૧ માં 'હુને ગૃહસ્થ' પાઠ મળે છે. અર્થ સ્પષ્ટ નથી; કા૦એ અર્થ કલ્પીને (?) આવો પાઠ કર્યો હશે—'કે ગૃહધર્મ'? ગૂ૦ ૨ માં—'બ્રહ્મચારીએ મુને ગૃહસ્થ કીધો'— છે, તે પણ ઉપરને મળતો જ પાઠ છે.

૪. 'લીધો'— ગૂ૦ ૨, કા૦.

૫. 'બૂડી'—ગૂ૦ ૧; 'લુબધી' (લુબ્ધ? લબદી?)—ગૂ૦ ૨.

૬. 'જ તેમાં જ ભૂલ્યો'— ગૂ૦ ૨.

મિત્ર સુદામાની શુધ લીધી નહિ,
　　કામિની-કેલમાં[1] હું જ ડૂલ્યો. ભાગ્ય૦ ૭
સાંદીપનિ ગોરને ત્યાં આપણે એ ભણ્યા[2],
　　ધન્ય ધન્ય, વીર, તે સફળ દહાડો;
એક રેણી રહ્યા[3] વંનમાં આપણે,
　　સરપણ ભાગતાં મેઘ ત્રાડયો. ભાગ્ય૦ ૮
અન્ન લીધા વિના ભૂખ્યા બેસી રહ્યા,
　　ગોરાણીએ આપણી ત્રીઠ જાણી;
વીસરી ગયું કે[4] વીર, તુંને સાંભરે,
　　સાંદીપનિ[5] ગોરની અચળ વાણી? ભાગ્ય૦ ૯
ભાભીએ ભેટ જે મોકલી મુજ ભણી
　　ભાવશું, ભાઈજી,[6] લાગે મીઠી;
સંકોચતાં ગાંઠડી વિપ્ર આપી[7] ઘરે,
　　નરસૈંના નાથે તે નજરે[8] દીઠી. ભાગ્ય૦ ૧૦

---

૧. 'કેફ' — કા૦; 'ફંદ'— ગૂ૦ ૨.

૨. બધે મળતા 'સાંદીપ'નું 'સાંદીપનિ'— કા૦ પરથી કરેલું છે.

૩. 'વહી ગઈ વનમાં રઝળતાં'— ગૂ૦ ૨.

૪. 'કે' પહેલાં 'છે' વધારે કા૦ માં છે તે છંદ ખાતર?

૫. 'સાંદીપ' મળતા પાઠનું 'સાંદીપનિ' કા૦ પરથી કર્યું છે.

૬. 'ભાઈ ને'— કા૦ ૨; 'લાવો ભાઈ'— ગૂ૦ ૨; 'ભાઈ તે'— ગૂ૦ ૧, કા૦

૭. 'અલગી'— કા૦ ૧.

૮. 'નયણે'— કા૦ ૨.

## ૭

છપ્પન ભોગ જ્યાં, કવણ તાંદુલ ત્યાં!
    આપતાં મંન સંકોચ આવે;
જોઈએ તે સર્વ આવી મળે કૃષ્ણને,
    તાંદુલ ભેટ ત્યાં તુચ્છ કહાવે. છપ્પન૦ ૧
ધાઈ લીધા હરિ, મુષ્ટિ[1] તાંદુલ ભરી,
    પ્રેમે આરોગિયા તૃપ્તિ પામી;
ઇંદ્ર કુબેરથી અધિક વૈભવ કર્યો,
    રુક્મિણી કર ગ્રહ્યો શીશ નામી. છપ્પન૦ ૨
'એક રહ્યાં અમો, એક બીજા તમો,
    ભક્તને અઢળક દાન દેતાં;'
પ્રેમદા પ્રીતનાં વચન એવાં કહ્યાં,
    હાથ સાહ્યો ત્રીજી મૂઠ ભરતાં. છપ્પન૦ ૩
દીનતાનાં વચન તે વિપ્ર સમજ્યો નહિ,
    ચાલવા ઘર ભણી શીખ માગી;
નરસૈંને નાથે [2]જર્જ દ્વાર વળાવિયો,
    મન તણી આરત સર્વે ભાગી.[3] છપ્પન૦ ૪*

---

૧. 'મૂઠ'— હા૦ ૨.

૨. 'દુર્બળપણું ટાળિયું'— કા૦

૩. 'ભૂખનાં દુઃખની ભીડ ભાગી'— કા૦

* આ પછી ફક્ત ગૂ૦ ૨ માં (ને કા૦ માં) એક પદ વધારે છે (જુઓ શરૂમાં નિવેદનમાં), જે ક્ષેપક લાગે છે. અર્થદૃષ્ટિએ પણ તે વિસંવાદી જ છે.

## ૮

ધન્ય તું, ધન્ય તું, રાય રણછોડજી,
દીન જાણી હુંને માન દીધું;
નહિ મુજ જોગ તે ભોગ મેં ભોગવ્યા,
અજ-અંબરીષથી અધિક કીધું.[1] ધન્ય૦ ૧

કનક-આસન પરે મુજને બેસાડિયો,
રુકિમણી વચન તે હાથ સહાતાં;
હેત આણી હરિ ચરણ તળાંસિયાં,
ખટ-રસ ભોજન સંગ કરતાં. ધન્ય૦ ૨

નાનપણા[2] તણો સ્નેહ નવ વીસર્યો,
મિત્ર મોહન તણી પ્રીત સાચી;
દીન જાણી હુંને દયા કીધી ઘણી[3],
રંક બેસાડિયો કનક-માંચી. ધન્ય૦ ૩

ધન્ય ધન્ય કૃષ્ણજી, સંતસેવા કરી,—
ધ્યાન ધરતો[4] નિજ દ્વાર આવ્યો;
રત્નજડિત્ર મણિ ભવન[5] શોભા ઘણી,
દેવ શું દ્વારિકા[6] ફરીને લાવ્યો ! ધન્ય૦ ૪

---

૧. 'કીધો'— ગૂ૦ ૧.
૨. 'બાળપણા'— ગૂ૦ ૧; 'નાનપણનો'— ડા૦ ૧, ૨, ગૂ૦ ૨.
૩. 'હેતથી હળીમળી માન દીધું મને'— કા૦.
૪. 'એમ કરતાં'— ગૂ૦ ૨.
૫. 'કાંતિ ભાસી (શોભે ગૂ૦ ૨) રહી'— ડા૦ ૨, ગૂ૦ ૧.
૬. 'ફેરી દ્વારકાં જ લાવ્યો'— ગૂ૦ ૨.

કનકની ભૂમિ ને વિદ્રુમના થાંભલા,
　　અર્કની જ્યોત ઉદ્યોત દીસે;
ખાન ને પાન વિહાર સ્થાનક ત્યહાં,
　　કામીજન નીરખતાં કામ હીસે.[1]　　ધન્ય૦ ૫*
સપ્ત-નવ વરસની દીઠી ત્યાં સુંદરી,
　　નવલજોબન ત્યહાં નાર નીરખી;
સોળ શણગાર ને વસ્ત્ર સુંદર ધર્યાં,
　　દેવ વિમાનથી રહ્યા રે નીરખી.　　ધન્ય૦ ૬
સહસ્ત્ર દાસી વળી નાર વીંટી મળી,
　　કામિની કંથની પાસ આવી :
'સ્વામી, સ્વામી, હું તો દાસી છું તમ તણી,
　　મંદિર પધારીએ પ્રેમ લાવી.'　　ધન્ય૦ ૮
ગોમતીસ્નાન ને નીરખવું[2] કૃષ્ણનું,
　　પુણ્ય પ્રગટ થયું, પાપ નાઠું;
આ[3] કલિકાલમાં જંતુ સહેજે તરે,
　　જેને શ્રીકૃષ્ણશું હોય ધાટું.[4]　　ધન્ય૦ ૯

---

૧. 'કામની જનના કામ હીસે'—ગૂ૦ ૨.
* આ ૫મી ટૂંક હા૦ ૨માં પડે છે.
૨. 'કૃષ્ણશું (કૃષ્ણને — ગૂ૦ ૨) નીરખવું'— ગૂ૦ ૧
૩. હા૦ માં આ લીટી આમ છે —
　　'તે થકી સમૃદ્ધિ આ સકલ તે સાંપડી,
　　　　મટી ગયું આપણું ભાગ્ય માઠું.'
બધી હાથપ્રતોમાં ઉપર સ્વીકારેલી જ લીટી છે.
૪. 'ધાડું'— ગૂ૦ ૨; 'સાચું'— હા૦ ૨.

શ્રીકૃષ્ણ-માહાત્મ્ય લહી ઘેર આવ્યો વહી[1],
નવલ-જોબન થયાં નર ને નારી;
વારતા [2]કથતાં રજની વીતી ગઈ,
નરસૈંના નાથની[3] પ્રીત ભારી. ધન્ય૦ ૧૦*

---

૧. 'સહી'— ગૂ૦ ૧.
૨. 'કરતાં'— ગૂ૦ ૨
૩ 'સ્વામીના ગુણ વિસ્તારી'— ગૂ૦ ૨.
* આ આખી (૧૦મી) ટૂંક હા૦ ૨ માં પડે છે.